# लोकमान्यने मर्णे

अने

# महात्मा गांधीजीने चर्णे.

—બ્લેંકવર્સ—

છપાવી પ્રસિદ્ધ કરનાર

દેસાઈ રાયચંદ છગનલાલ

ઠે. ગુસાપારેખની પોળ—અમદાવાદ.

લેખક

"રસિક" પાલણપુરવાળા.

કીંમત એક આનો.

સંવત ૧૯૭૭. સને ૧૯૨૧.

આવૃત્તિ ૧ લી. પ્રત ૪૦૦૦.



શ્રી વિજય પ્રિન્ટીંગ પ્રેસ (બ્રાન્ચ)માં દેસાઈ છગનલાલે છાપી. ઠે. રતનપોળમાં નગરશેઠની મારકીટ અમદાવાદ.

# लोकमान्यने स्मर्णे

## अने

# महात्मा गांधीजीने चर्णे.

—બ્લેંકવર્સ—



" સ્મરણ ! સ્મરણ !! સ્મરણ !!!
પ્રેમ પંથીનાં સ્મરણ !
સ્નેહ યોગીનાં સ્મરણ !
હિત ચીંતક હિન્દવાસીનાં સ્મરણ
વિયોગી વાલેશનાં સ્મરણ !
" આજે-હૃદય સાગરે ઉભરાતાં—
અંતરના ઉમળકાથી છલકાતાં—
સ્વતંત્રાત્મન્ ! સ્વર્ગવાસીનાં સ્મરણ !
ભૂલાએલાં ભાન્ડુનાં (!) તાજાં થતાં સ્મરણ !—
વલોવે છે હરકોઇના હૃદયોદધિ."

" " " "

પ્રેમ સ્વરૂપા-પુણ્ય તિથી. ૧. લી. ઑગસ્ટની !

" જે દિન હિન્દનો આશાસમૂહ (!) પટાન્તર પામતો—

સ્વર્ગસ્થનાં સ્નેહાન્તરથી !—અને—
ઉદય થતો અવતારી ઈશુ ખ્રીસ્તમાં ( ! )—
કળીયૂગના કૃષ્ણમાં ( ! )—યાને—
કર્મપુત્ર પુત્રીનંદન- કસ્તુર દેવીના કાન્તમાં ! ! "

" " " "

" સાત ઑગસ્ટની શોક તિથીએ—
ભારતનાં પુત્ર પુત્રીઓનાં રૂદન !
સળગેલ આતશના અખાડા !
ભભુકેલ કાતિલ જવાળાઓ !
અને શ્યામવર્ણી ધુમછાયા—
છવાઈ હતી ભારતિયે પુત્રના હૃદય પ્રદેશે ! "
" વ્હેતા હતા ભારતના ભિષ્મ અરણ્યે
ધુધવાતા અશ્રૂના ઉષ્ણ પ્રવાહો !
અને કમ્પાવતા—
ઋષિના સ્થીર સ્થંભોને ( ! )—
ભગ્ન હૃદયી તેત્રીસ કોટિ ગર્જનાઓ ! ! "

" " " "

કોણ હતો ( ? ) એવો કોઇ પ્રમતસ્યો ?
જાણે કોઇ સત્ય ભુખ્યો !
( કે ) જેના મર્ણથી—
નીસ્તેજ થઇ ડાલ્યાં હતાં ( ! ) "
આસૂરી સત્તાશનો ! !
બીજું કોઈજ નહિ—
એ તો એજ—

મહારાષ્ટ્રનો મુગટમણી !
ભારતનો નિષ્કલંક હિમ રાશિ !
સંત તુકારામનો સહોદર !
વીર સીવાજીની સાક્ષાત પ્રતિમા !
અન્યાયીનો મહા રિપૂ !
નર–કેસરિ ! રાજયોગી !
લો–મા. બા–ટીળક ! !

" " " "
" ઓ ! ભડવીર !
પ્રશંસે છે ! સૃષ્ટિના સદ્ગુણોનુ રાગીઓ—
ત્હારી અખન્ડિત અને અને અલૌકિક—
ભારત પ્રત્યેની નિઃસ્વાર્થ પ્રેમ ભક્તિને ! "

" " " "
અગમ અને અગોચર—
અનુપમેય અને અકથનિય—
ત્રીજગ વંદ્યને ત્રિગુણાતિત્
આત્મત્વની રક્ષ કુન્જે નરે વિહારી ! "

" " " "
" વિમળતાના વમળોમાં—
પ્રભુતાના પ્રદેશોમા—
સત્યત્વના શૃન્ગોમાં—
વિચરતા'તા ત્હારા આત્માના અણુઓ !

" " " "
સ્વતંત્રતાનાં સ્વર્ગિય સિંહાસનો—
સ્થાપ્યાં હતાં ત્હેં ( ! )—

ત્હારા મનોરાજ્યમાં ! ”
ઓ પ્રેમ ઘેલા પ્રવાસી !
ઓ ! ગગન ગામી માનવ પંખિડા !
“ અહર્નિશ સ્નાન કરતાં—
સ્વતંત્રતાના સ્વર્ગિય હોજમાં—
સુનેરી પાંખોના ફફડાટે ( ! )
ઉડાડી છે ! સ્વતંત્રતાની સુરમ્ય રત્ન કણિકાઓ !
“ અને ઝીલ્યા છે ( ! )—
ભારતનાં ભોઘલાં બાળકોએ ( ! )—
ઉડતા એ રત્ન શિકરોને ! ”

” ” ” ”

“ ભણાવ્યા છે ભારતના બાળકોને—
સાદા અને સરલ
સ્વરાજ્યના ઉચ્ચતમ્ ઉગ્ર મંત્રો ! ”
“ નિર્દોષ અને નિર્મળ હ્રદયોમાં ”—
પ્રગટાવી છે કિલ્મિષ વિહોણી જ્યોત્સ્ના !
વ્હેવડાવી છે ભારતની ભવ્ય કુન્જોમાં—
સ્વદેશ-પ્રેમની પુનિત પ્રણાલિકાઓ !

” ” ” ”

દયાના એકાન્તવાદી અર્જુનને—
“ રાજધર્મ ” ની સ્યાદ્વાદ શૈલીના ઉચ્ચ પાઠો—
મહાભારતના મહાન્ યુદ્ધમાં—
ભણાવ્યા હતા સમયોચિત શ્રી કૃષ્ણે !

” ” ” ”

( એવીજ રીતે )

" એ ભારતિય રથના સારથિ—
ચીરીને હજારો વર્ષના—
એ વિસ્મૃતિના વાદળને—
ભજવ્યો છે ! શ્રી કૃષ્ણનો પાઠ—
પુનઃભારતની રંગભુમિપર ! "
અને—
રાજ–પ્રજાના પ્રાચિન ધર્મો સહ—
" કર્મયોગ " ની અબાધિત ફિલૉસૉફી—
સમજાવી છે ! સાદી અને સરળ શૈલીમાં—
પવિત્ર ગીતાના ગુહ્ય રહસ્યથી !
દ્રવ્ય, ક્ષેત્ર કાળ ભાવને અનુસરી—
પ્રતિપાદન કર્યું છે ત્હેં તો ( ! )—
शठं प्रत्यपि साठयं कुर्यात् ના સિદ્ધાંન્તનું !

" " " "

જેલ યાત્રાના સ્વર્ગિય ધામની—
પુનિત ભારત સોમના ત્યાગની—
અને અનેકાનેક કષ્ટોની ક્રુર ભરતો—
સહી છે ! ઓ વીર ! ત્હેં તો—
વશ થઈ માતૃભુમિના મનોહર પ્રેમને !

" " " "

દેહાવનિની સાડા ત્રણ કોટિ રોમ કુન્જે—
ખીલેલી છે ! " ભારત ! ભારત ! " ની વેલડીઓ !
રૂધિરાદિકના સુક્ષ્મમાં સુક્ષ્મ પરમાણુઓ—
સ્ફુર્યાં છે ! " ભારત ! ભારત ! ! " નાં ઝર્ણાંઓ !

અંતિમ શ્વાસો છો શ્વાસના અન્તમાં
ગુન્જાર્યા છે "ભારત" શબ્દના મહામંત્રો !
ત્હારી પ્રભાવિક અને પારલૌકિક—
ભરિભર ગીરાના પ્રચંડ પડઘાઓ !—
કમ્પાવતા પશ્ચિમના જડવાદી જુથ્થને ! !

" " " "

ઓ ! મહાત્મન્ !
નમન્ ! નમન્ ! ! નમન્ ! ! !
ભારતનાં સ્નેહ ઘેલાં બાળકોનાં—
ઉન્ડા અંતઃકરણનાં નમન્ !
ભારતનાં અજ્ઞાન બાલુડાં—
અશક્ત છે સ્હેવાને—
ત્હારા જેવાના વિરહ જખ્મો !

" " " "

( હજુ તો )
સ્વરાજ્યના "મહા યજ્ઞમાં"—
ભારતની સ્વતંત્રતાના અધિષ્ઠાતા—
યત્કિંચિત્ રક્તના છાંટા—
માગે છે બલિના બદલામાં !
મહા યજ્ઞના આરમ્ભમાં—
વિધિ યુક્ત મંત્રોપચારમાં—
દીશે છે અવશ્ય આવશ્યકતા—
મહાન હોતૃના સહચર રૂપે—

" " "

તુજ સમ એક નર-સિંહની !
તૈયારી હતી એ મહા યજ્ઞની !
( પણ ) અચાનક ત્યાં તો—
હૃદય ભેદક સુણ્યા છે—
ત્હારા મૃત્યુના પોકારો !

" " " "

ઓ રણઘેલા રાજર્ષિ !
એ તો મૃત્યુ નહિ !
" પણ—"
વ્યકિતગત જીવનને સમષ્ટિગત બનાવવા—
કરોડો હૃદય મન્દિરે વાસ કરવા
તજ્યું છે ત્હેં તો—
એક પંચભુતના પુતળાને !

અથવા તો—
મૃત્યુ રૂપ શ્યામ પડદાની પાછળ—
કુદરતની વિભુતિઓના ગર્ભમાં—
નૈસર્ગિક શકિતઓના સમૂહમાં—
ગયો છે બદલવા તું તો—
પાંસઠ વર્ષના—
જુના અને જિર્ણ વસ્ત્રને ! !

" " " "

મુમ્બાદેવીના મનોહર પાલવ પર—
સાગર દેવના સુરમ્ય કિનારે—

ચોપાટીના ચુન્નદા ચન્દનિય ચોકમાં—
કૈક વર્ષની, કુમારિકાના ઉરપર—
સુગન્ધિત ચંદનના દિવ્યાસને—
સુવાશિત પુષ્પોના પુન્જમાં—
પાંસઠ વર્ષના શ્રમિત થએલ હૃદયને—
તંદ્રાની ઉષ્ણતાથી શાન્ત કરવા—
અને ભોગવવા ઘડી ભરની મહા નિંદ્રા—
સમાધિસ્થ થઇ ! ભારતના અંકમાં—
સુતેલી ત્હારી આત્મ વિહોણી—
અનુપમ દેહ વલ્લિકા—
અને ઘડી પછી તો—
અગ્નિદેવીની રકત ગોદમાં—
નિર્લિપ્ત અનિલના સ્મિતમાં—
વરૂણદેવની ઉદારતામાં—
પ્રકાશિત પ્રભાકરના તેજમાં—
સર્વવ્યાપક આકાશના અન્તરમાં—
ક્ષમામયી પૃથ્વીના ગમ્ભિરત્વમાં—
પ્રેમ, પવિત્રતા અને પ્રૌઢતા;—
સ્વતંત્રતા, શાન્તતા, અને શૌર્યતા,—
દેવાન્સી અને ક્ષાત્રિ તેજ દર્શક
અદ્રશ્ય થઇ છે ત્હારી યોગ મૂર્તિ !

” ” ” ”

અને તેજ સ્થલે—

મ્હારી સ્મર્ણોત્પાદક, વાર્ષિક સંવત્સરીએ—
ભારતના લક્ષ્યો પુત્ર રત્નોએ—
ત્યાગીને—
આત્મ શુદ્ધિના નિમીત્ત રૂપ—
દેહ પરના વસ્ત્ર મળને
આરંભેલો વિદેશી વસ્ત્ર-કાષ્ટનો મહાયજ્ઞ
અને હોમ્યાં છે તેમાં—
આર્યોના ઉત્સાહી અનુજોએ—
સાચા સેવા પ્રેમી શ્વેતામ્બરોએ—
ઍશ આરામાદિક, ભૌતિક ભોગ બલી !

" " " "

એ ચીર સ્મરણીય મહા યજ્ઞમાં—
શાન્તિ પ્રેરક શુરૂરીલા સત્યાગ્રહીઓએ—
ગ્રહણ કરી છે પ્રીતે—
મોહન મૂરલીધરના યોગ બળથી—
ચાલુ વર્ષના અંતમાં !
સ્વરાજ્ય પ્રાપ્તિની ભિષ્મ પ્રતિજ્ઞાઓ !
એ પ્રતિજ્ઞાની પૂર્ણાહુતિએ—
સ્વરાજ્ય પ્રાપ્તિના સૌભાગ્ય સમયે—

" " " "

સ્વતંત્રતાના સુર્યોદયે—
અહો ! એ સુવર્ણ સમી મંગળ ઘડીએ—
દાઝયાં દિલને શાન્ત કરવા—

યવન, આર્યની ઐકયતા મય
ઉજવાશું કિલ્મિષ વિહોણી દિપોત્સવિ !
" " " "
એ દૈવી દિપોત્સવિના દિવસે—
એ નૂતન : વર્ષાભિનંદને—
નવિન આશાના પૂનિત પયગામો—
પોંચાડવા ભારતિય જનના હૃદય હૃદયે—
વળી લેવા અને દેવા—
સ્વતંત્રતાની મુબારક બાદી ( ! )—
ઉતરજે ! ઓ ! સ્નેહાત્મન્ !—
નુતન દેહે નુતન રૂપે !—
આ ભુમિના ભુ પટ પર !
" આ ભુમિ " એટલે ?
નર્ક અને નિગોદની ખાડઓમાં—
આત્મજ્ઞ વિહોણા નિરસ સ્વર્ગોમાં—
અનાર્યોની આશુરી ભુમિમાં
ન હોય વિરલ !
ત્હારા જેવાના ત્યાં જન્મ ઉત્સવ : :
ત્યારે કયાં ?
" તત્વજ્ઞ મહર્ષિઓની જન્મ દયિતા !
અધ્યાત્મની અધિષ્ટાત્રિ !
કર્મ યોગીની કર્મ વેદી !
ઔદાર્યની અનુપમ મૂર્તિ ! જગત પોષિકા
રંક રક્ષિત ! રત્ન કુક્ષિ !—

પતિત પાવનિ ! પ્રેમસ્વરૂપા !
ત્રીલોકયની પવિત્રતા રૂપ દયાસિંધુ !
પુણ્ય મયી ! આર્યભુમિના અંકમાં ! !
જગવંદ્ય ! મોહન મુરલીધરને !—
ભારતના ભલેરા ભરવાડને !—
જયવંતા સાચા જિનોપાસકને !—
સમર્પણ હો ! ( નિજ ) પુનિત પાદામ્બુજે !—
આ સ્મરણ પૂષ્પોની—
ઉર વહ્નિએ સ્ફુરેલી !—
લાંકવંદ્ય લોકમાન્યની સ્મર્ણાંજલિ ! !

ॐ शान्ति ! शान्ति !! शान्ति !

इत्यलम्.

मोहनोपासक,

रसिक.

# અમારે ત્યાંથી મળતાં પુસ્તકોની યાદી.

| | |
|---|---|
| મંગળમાળ. ( સચિત્ર પૃષ્ઠ ૪૮ ) | ૦-૪-૦ |
| અધ્યાત્મ ચતુરગ્યારા સાર. ( વૈષ્ણવોપયોગી ) | ૦-૨-૦ |
| સ્વરાજ્ય ચાવી રેંટીઓ. | ૦-૧-૦ |
| સ્વદેશ ભક્તિ. | ૦-૧-૦ |
| સ્વદેશ કાવ્ય. ( ત્રીજી આવૃત્તિ ) | ૦-૧-૦ |
| સ્વદેશ ગીતા ( બીજી આવૃતિ ) | ૦-૧-૦ |
| લોકમાન્યને સ્મર્ણે અને મહાત્મા ગાંધીજીના ચર્ણે. | ૦-૧-૦ |
| આજકાલનું હિન્દુસ્થાન [ છપાય છે ] | ૦-૧-૦ |
| વિદેશી કાપડની હોળી (હેન્ડબીલરૂપે છુટક નકલ) | ૦-૦-૩ |
| અમારી ભિષ્મ પ્રતિજ્ઞા. ,, ,, | ૦-૦-૩ |

તા. ક.—આ ચોપડીયો રેલ્વેમાં તેમજ અમદાવાદ શહેરમાં ફેરી ફરીને વેચાણ કરે તેવા ચાલાક ફેરીયાઓની જરૂર છે. વેપારીઓને તેમજ જથાબંધ લેનારાઓને સારૂં કમીશન આપવામાં આવે છે.

લખો:—

દેશાઇ રાયચંદ છગનલાલ,

ઠે. ગુસાપરેખની પોળમાં નાડાવાળાની પોળ,

મદનગોપાળની હવેલી—અમદાવાદ.

તથા

શ્રી લક્ષ્મીવિજય પ્રિન્ટીંગ પ્રેસ (બ્રાન્ચ),

ઠે. નગરશેઠની મારકીટ, રતનપોળ—અમદાવાદ.